

# કાવ્યકળા.



લેખક —

મહાવીરપ્રસાદ દાધીચ

ગુજરાતી સાહિત્યમાં નવી નવાઇ'

પ્રત્યેક સ્ત્રીપુરૂષને વાંચવા યોગ્ય

અત્યુત્તમ પુસ્તક

# સુશીલાના પત્રો.



સંપાદક

શાહ ચીમનલાલ જેચંદ.

ગુજરાતના જાણીતા લેખક.

વ્હેન લીલાવતીની પ્રસ્તાવનાથી

અલંકૃત

મૂલ્ય રૂ. ૧।



આ પુસ્તક મળવાનું ઠેકાણું —

મહાવીરપ્રસાદ શિ. દાધીચ.

પ્રાઇવેટ રોડ, સાતાક્રુઝ

# કાવ્ય કળા.

## ભાગ ૧ લો.

એક પ્રહસન.

લેખક —

મહાવીરપ્રસાદ શિ. દાધીચ.



પ્રકાશક —
સત્યનારાયણ હીરાલાલ દાધીચ.
પ્રાઇવેટ રોડ, શાન્તાક્રુઝ.

મૂલ્ય આના બે

*Dedicated to*

**My dear Professor**

**N. N. LALLA, M. A. B. T.**

**St. xavier's College**

**Bombay,**

**as a**

token of esteem regard

and

gratitude

by

his loving pupil

*MAHAVIR*

# કાવ્યકળા.

## એક પ્રહસન.

### પ્રથમ પ્રવેશ.






વિ—(પ્રવેશ કરી) હું કવિ છું, પણ શું કરૂં ? મહા દુ:ખી છું ! આ બેકદર દુનિયાને મ્હારી કાવ્ય શક્તિની બીલકુલ પહેચાન નથી. કેટલીએ કવિતાઓ રચી, કેટલાએ મંગલાષ્ટકો લખ્યા, Eligy લખી, Tragedy, Comedy, Prosody, melody એવી અનેક ઓડી જોડી, છતાં ક્યાંઇ પણ માન મળ્યું નહિ કોઇએ મ્હારી કદર કરી નહીં! હાય ! બેકદર દુનિયા —

નહી કદર દુનિયાકો હૈ,
નહી ઉસકે, દિલ પર અસર હોતી.
ચમક ઉપરસે હોતી હૈ,
નિરા પત્થર રહા મોતી !

શું કરૂં ! હવે તો કેવળ કવિતા કર્યે દહાડા વળવાના નથી. કવિતા આમના ઝાડ પર થતી નથી હાય કોઇને કદર નથી.

સત્ય છે કે.—

" **अरसिकेषु कवित्वनिवेदनं
शिरसि मा लिख मा लिख मा लिख** ! "

અમે તેમ હા મ્હારે પૈસા તો પ્રાપ્ત કરવા જ જોઇએ ! કેમ કે આજકાલ તો:—

' **टका धर्म टका कर्म टका हि परम पदम् ।
यस्य गृहे टका नास्ति स हि टकटकायते ॥** "

આ હેતુથી જ મ્હે એક કલાસ ખોલ્યો છે યદ્યપિ " **दुर्लभं कवित्व लोके** " એવુ કહેવાય છે છતા જેમ ડૉકટરો ગમે તેવા અસાધ્ય રોગીને પણ " દવા કરો, સારૂ થશે ' કહેવાનુ ચૂકતા નથી, જેમ કોર્ટમા વસતા વકીલ સાહેબો ખોટો કેસ લેવા જતા પણ " ઘણા સારા Points છે, આપણે જરૂર જીતીશુ " કહેવાનુ વિસરતા નથી, તેમ અમ્હે પણ "**कवित्व सुलभ लोके**" એવી ઘોષણા કરી ગમે તેવા બુઠ્ઠા મગજના માનવીને પણ કાવ્ય-શકિત પ્રાપ્ત કરાવવા યત્નો કરી અમારા ખાલી ખીસા તો ભરીશુ !

" દુનિયા ઝુકતી હૈ ઝુકાને વાલા ચાહિયે "

હા મ્હે પેન્ટરને બોલાવ્યો હતો તે હજુ સુધી કેમ નહીં આવ્યો હોય ? મ્હારે તો મ્હારા કાર્યાલયની બહાર અતિ ભવ્ય વિશાળ આકર્ષક અને અતીવ સુદર પાટીયુ લગાડવાની જરૂર છે, કેમ કે મુબઇ જેવા શહેરમા ભવ્ય પાટીઆઓ આકર્ષવાની અજબ શકિત ધરાવેછે ! કોણ ?

પેન્ટર—( પ્રવેશ કરી ) સાહેબજી પ્રોફેસર !

પ્રોફેસર—સાહેબજી બસ જુઓ મીસ્ટર પેન્ટર ! મ્હારા નામવાળુ એક અતિ સુંદર ભવ્ય વિશાળ સોનેરી અક્ષરોથી દેદિપ્યમાન પાટીયુ ચિતરો એનુ માપ સાડી ઓગણીસ ફીટ આમ ને સાડી સાત ફીટ તેમ હોવુ જોઇએ ! સમજ્યા ?

પેન્ટર—જી હા આપનુ નામ લખાવો !

પ્રોફેસર—મ્હારૂ નામ તમ્હે નથી જાણતા કે શુ !

પેન્ટર—ના જી આપ પ્રોફેસર છો એટલુ જ જાણુ છુ !

પ્રોફેસર—ઠીક સાભળો ત્યારે ઉપર મ્હોટા મ્હોટા અક્ષરોમા લખજો —

"કૈલાસવાસી !'

પ્રોફેસર કવિ કવિતાચાર્ય

આશુ કવિ વગેરે. '

પેન્ટર—સાહેબ ! સ્વર્ગસ્થ અગર સ્વર્ગવાસી લખુ તો ?

પ્રોફેસર—મૂર્ખ છો કે ? આવુ અશુભ કેમ બોલો છો ?

પેન્ટર—તો આપ ' કૈલાસવાસી" એવુ કેમ લખવા કહો છો ?

પ્રોફેસર—તમ્હે એમા સમાએલુ ઉંડુ કવિત્વ ભર્યું રહસ્ય નહી સમજો ! કૈલાસવાસી એટલે કાવ્ય શકિતના આપનારા શિવ ભગવાનના કાવ્ય પ્રદેશ કૈલાસમા રહેનાર કવિ ! સમજ્યા ? જનતા પર આ શબ્દની ઘણીજ ઉંડી અસર થશે !

પેન્ટર—(ત્હારૂ કપાળ !) હા બોલો બીજુ શુ લખવુ છે ?

પ્રોફેસર—વિશેષમા લખો કે અલ્પ સમયમા જ કાવ્યશક્તિ ઉત્પન્ન કરાવનાર જુના અનુભવી વગેરે હવે ભાવ નક્કી કરો

પેન્ટર—જુઓ સાહેબ તમ્હારે સોમવારે પાટીયુ જોઇતુ

હોય તો પોણીસો રૂપીયા પડશે. મંગળવારના પોણો સો, અને બુધવારના પચાસ પડશે!

પ્રોફેસર—ઠીક બોલો

પેન્ટર—બસ એ જ!

પ્રોફેસર—ચાલો ત્યારે મંગળવારે તૈયાર કરી લાવજો.

પેન્ટર—સાહેબજી!

પ્રોફેસર—સાહેબજી ( પેન્ટર જાય છે )

પ્રોફેસર—હવે તો કાર્યાલયમાં જવાનો વખત થઇ ગયો છે, આજ તો કાંઇ આવ્યું જ હશે. મ્હેં તો મુંબઇની આલમને અતિમાન્ય ને પ્રિય તથા વીસમી સદીમાં સર્વ પત્રોમાં અગ્રગણ્ય એવા "કાતરીયું ગેપ!" "રંગરાગ" "હસાહસ" "મોજ-મજાહ" "બે ઘડીની મોજ" "તોપ" "ઢોલ" વગેરે ચોપાનીઆઓમાં નીચે પ્રમાણે જાહેર ખબર મુકાની છે તે પણ બહુ જ આકર્ષક છે,

અમૂલ્ય તક! કવિ થાઓ!

કવિ થાઓ!

ગુજરાતી ભાષામાં ખૂણેખાંચરે પણ હવે કોઈ પણ માણસ રહેવો ન જોઈએ—કવિ થયા સિવાયનો!

વ્હેલો તે પહેલો!

મળવાનું ઠેકાણું —

પાંજરાપોળની પાથમી નહીં!!! કૈલાસવાસી પ્રોફેસર કવિ. કવિતાચાર્ય!

( જાય છે )

# દ્વિતીય પ્રવેશ.

સ્થળ—પ્રોફેસરનું કાર્યાલય




ષ્ય—( પ્રવેશ કરી ) અહો ! પ્રોફેસર સાહેબ તો હજુ પધાર્યા નથી સાહેબ ! કવિત્વશક્તિ પ્રાપ્ત કરવાની મ્હારી ઇચ્છા એટલી તો તિવ્ર ઉંડી સોયની અણી જેવી તિક્ષ્ણ છે કે હું ઉતાવળમાં ને ઉતાવળમાં જમ્યો પણ નથી અરે ! શું કહું ! ઉતાવળમાં ને ઉતાવળમાં Waist Coat ના બદલામાં મ્હારા Mrs ની ચોળી પ્હેરી આવ્યો છું ! ! ઓહ ! Haste is waste ! કેટલી ગંભીર બ્રહ્મ ! અસ્તુ

જેમ મોક્ષની ઇચ્છા રાખવાવાળા **મુમુક્ષુ** હોય છે, બોલવાની ઇચ્છા કરવાવાળા **વિવિક્ષુ** હોય છે, તેમ હું પણ **કવિક્ષુ** અને **શિશુક્ષુ** છું ! વાહ ! પ્રોફેસર આવતા જણાય છે ( એક તરફ ઉભો રહે છે )

પ્રોફેસર કવિ—( પ્રવેશ કરી ) મ્હારે કઇ ભાષામાં કવિતા શિખવવી ? હું સાડા સાત ભાષા જાણું છું અંગ્રેજી ફારસી, સંસ્કૃત, ગુજરાતી, ઘાટી, મરાઠી, જાપાનીઝ અને અર્ધી ગોઆનીઝ ! ગમે તેમ હો પણ મ્હારે તો મ્હારી માતૃભાષાની જ સેવા કરવી છે, વળી એ ભાષામાં કવિતા કરવી પણ સ્હેલી છે કેમ કે

દીર્ઘનો લઘુ, ને લઘુનો દીર્ઘ બનાવવો વગેરે વગેરે કવિના હાથની જ કરામત છે! એક વખત એવો હતો કે જ્યારે:—

' અમે તમેકા બાળક આના,
ઇકડમ્ તીકડમ્ આના બાર!
અંઉ ઉઠેકા આઠહી આના,
શુ શા પૈસા ચાર!''

પણ હવે તો હું માતૃભાષાની એવી સેવા કરૂં કે જેથી —

“ભાષા ગુર્જરી આર્યવર્ત અખિને રેલાય ફાલી ઘણી,
સર્વે દેશ વિદેશ ગુર્જર ગિરા સોહાય સોહામણી!
વાણી સંસ્કૃત મૃત્યુપ્રાય થઈ છે, એ થાય શિરોમણિ
અર્પો તો પ્રભુ! એજ અર્પણ કરો, એ આશ પ્રેમી તણી!”

શિષ્ય—જય જય!

પ્રોફેસર—યસ, સાહેબજી! स्वागतम् भवते स्वागतम् भवते। अलङ्क्रियतामासनमिदम्'! બેસો.

શિષ્ય—સાહેબ! આ કાવ્ય-કળાનો કલામ ખોલી આપે જનતા પર મહદ્ ઉપકાર કર્યો છે

પ્રોફેસર—आपन्नार्ति प्रशमनफला
सम्पदो ह्युत्तमानाम्॥

સમજ્યા? કોઈ પણ પ્રકારે દેશસેવા તો કરવી જ પડેને? સાંભળો —

जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी।

શિષ્ય--આપના વિચારો પ્રશસનીય છે પણ જરા કહો તો ખરા કે હુ કેટલા દિવસમા કાવ્યશક્તિ પ્રાપ્ત કરી શકીશ?

પ્રોફેસર--પ્હેલીજ મુલાકાતે!

શિષ્ય—શુ બોલો છો? પ્હેલીજ મુલાકાતે?

પ્રોફેસર--હા પ્હેલીજ મુલાકાતે હુ તમને વનના કવિ બનાવી દઉ તો પછી?

શિષ્ય—વનના કવિ એટલે?

પ્રોફેસર—અરે વન નબરના—એક નબરના!

શિષ્ય--તો ઠીક પણ આપે ફી શુ રાખી છે?

પ્રોફેસર—સાડા આડત્રીસ રૂપીયા

શિષ્ય—એક જ મુલાકાતના કે?

પ્રોફેસર—હા એક જ મુલાકાતના!

શિષ્ય—પ્હેલી મુલાકાત પછી જેવા હતા તેવાજ રહીએ તો?

પ્રોફેસર—એ તો કે બચ્ચાના ખેલ છે? Impossible absolutely impossible મ્હે તો ભલભલાને ઉસ્તાદ બનાવી દીધા છે!

શિષ્ય—પણ સાહેબ! ફી બહુજ આકરી છે!

પ્રોફેસર—ઓહ! કેવી ભૂલ! ભલા માણસ જરા વિચાર કરો કે ઇશ્વરે જે તમ્હારામા પેદા ન કર્યું તે અમ્હે કરીએ ને તમ્હે અમ્હારી મહેનતનો વિચાર કર્યા વગર આવુ બોલો તે શોભે કે?

શિષ્ય—ઠીક, આપીશુ પણ સાડાસાડત્રીસામા આઠ આના શાના?

પ્રોફેસર—આઠ આના ખુદ પૉલીટના, અમે અમારા ખાનગી અર્થનો આમ હિસાબ ન કાઢીએ તો ઠક ઠક લાગે!

શિષ્ય—ઠીક, ત્યારે ચલાવો

પ્રોફેસર—ગભીર વદન કરી ઉભા રહો (શિષ્ય તેમ કરતાં હસી પડે છે)

પ્રોફેસર—સભ્યતા ધારણ કરો! કવિત્વશકિત એમ નહિ પ્રાપ્ત થાય કવિત્વશકિત માટે તો ઉંડા ગાભીર્યની જરૂર છે

શિષ્ય—હા ચલાવો

પ્રોફેસર—ધ્યાનપૂર્વક સાભળજો

શિષ્ય—જી હા

પ્રોફેસર—પાઠ પ્હેલો

શિષ્ય—પ્રોફેસર! આવું ગામડીયા મેતાજી જેવું કેમ બોલો છો!

પ્રોફેસર—યસ (મનમા) મ્હારે ગામડીયા શબ્દો નહિ વાપરવા જોઈએ લેસણ વન

શિષ્ય—લેસન વન

પ્રોફેસર—યસ લેસન વન

શિષ્ય—ચલાવો

પ્રોફેસર—સસારના સૌંદર્યોને અને મનુષ્યના વ્યવહારોને અતિ સૂક્ષ્મતાથી જોતા શિખવુ! યાદ રહેશે?

શિષ્ય—એટલુ તો હુ યે જાણુ છુ, કયા આખ મીંચીને ચાલુ છુ!

૧૧૮૮૦



પ્રોફેસર—જૂએ છે તો બધાય, પણ જોવા જોવામા ફેર હોય છે અતિ બારીકાઇથી જોવુ ।

શિષ્ય—પણ સાહેબ ! મુબઇ જેવા શહેરમા એમ જોવા જઇએ તો accident થઇ ડગ મા ગુલ્લ ! ને J J Hospitalના દરવાજા ખુલ્લ ખુલ્લ ।

પ્રોફેસર—તમે આવુ મૂર્ખતા ભર્યું ન બોલો.

શિષ્ય—નહિ બોલુ ચલાવો

પ્રોફેસર—સંસારની ચીજોને સુક્ષ્મતથી જોવી પણ તમ્હે કહોછો કે જુએ છે તો બધાય, પણ કાવઓ જે જોઈ શકેછે તેવુ બીજા લોકોની સામાન્ય આખો જોઇ શકતી નથી

" જ્યા ન પોચે રવિ ત્યા પોચે કવિ " સમજ્યા ?

શિષ્ય—દાખલો આપો

પ્રોફેસર—જુઓ, ગંધડાને તો બધાએ જોયો હશે ! પણ જ્યારે તે શાન્તિમા હોઠ ફફડાવતુ થોડી થોડી આખો મીચીને ડોક ડોલાવતુ ઉઘેછે તે વખતે પૂછડીને આમ હલાવતુ તે નિર્દોષ મુગ્ધ પ્રાણી કવિઓની જ નજરે પડે છે ! ! ! સમજ્યા ?

શિષ્ય—જી હા

પ્રોફેસર—લેસન ૨ જે વસ્તુને આપણે જોઇએ તે વસ્તુની ઓળખાણ સુકોમળ મધુર શબ્દોમા ઉત્પ્રેક્ષા સહિત આપવી

શિષ્ય—ઉટપેક્ષા એટલે ?

પ્રોફેસર—ઉત્પ્રેક્ષા એટલે કે એક વસ્તુ વિષે અવનવી કલ્પનાઓ કરી કુતૂહલતા ઉત્પન્ન કરાવવી જે જોયુ હોય તેને બીજી સેન્સમા ખુબીથી જાહેર કરવુ !

શિષ્ય—દાખલો આપો

પ્રોફેસર—ધારો કે તમ્હે તમારા રસ્તે ચાલ્યા જાઓછો. રસ્તામાં એક ગધેડુ ઉભુ છે અને સમીપમાં જતાં એ જમીન-દોસ્ત થઇ આળોટવા માંડ છે ત્યારે કહેવુ —

જોઇને મુજને ઢળી ધરણીમાં

माझा केला स्वागतम् " ! !

અરે ! મ્હારૂ કર્યું સ્વાગતમ્ ! સમજ્યા !

શિષ્ય—બરાબર સમજ્યો !

પ્રોફેસર—લેસન ત્રીજો

શિષ્ય—લેસન થ્રી

પ્રોફેસર—માતૃભાષાની ઉંડી છાપ પડી છે યસ લેસન થ્રી. ઉપમા આપવા લાયક પાત્રને ઉપમા આપતાં ચુકવુ નહીં

શિષ્ય—ઉપમા એટલે ?

પ્રોફેસર—સમાન ગુણવાળા પદાર્થની સરખામણી

શિષ્ય—દાખલો આપો

પ્રોફેસર—બાળકોને જોઇ કહેવુ કે —

' કેવા ખીની હસી રહ્યા પ્રિય પુષ્પ જેવા !"

કેમ આટલુ તો યાદ રહેશે ને ?

શિષ્ય—રહેશે

પ્રોફેસર—ત્યારે હવે છંદ શીખો !

શિષ્ય—સાહેબ ! છંદ તો મ્હને બિલકુલ પસંદ નથી હું તો એક વર્ગમાંજ લખવાનુ પસંદ કરૂ છુ.

પ્રોફેસર--એ સૌથી મરમ! કવિવર શ્રી નાન્હાલાલના યુગમા આવી કૃતિઓ વિશેષ માનને પાત્ર બનશે એક દિવસ એવો પણ આવશે કે જ્યારે તમે નાન્હાલાલના ભાઇ મોટાલાલ કરતાએ ચઢીઆતા પાડાલાલ બની ગુર્જરી સાહિત્યકુંજમા બેધડક મસ્ત થઇ વિચરી શકશો

શિષ્ય—તથાસ્તુ પણ પાડાલાલ નામ ઠીક નથી

પ્રોફેસર—અરે! નામને શુ કરી મરો છો? "What's in a name? that which we call a rose

By any other name would smell as sweet,"

Romeo & Juliet.

પાડાની અલમસ્તાઇ તરફ જરા ભાવ ભરી નજર કરો કવિઓ મસ્ત હોય છે

શિષ્ય—ભલે પણ હવે મ્હને કહો કે કાવ્યશાસ્ત્રના સમસ્ત સિદ્ધાંતો મ્હે જાણ્યાછે કે નહિ?

પ્રોફેસર--હાલ તો એટલા જ બસ છે બાકીના સર્વ સ્વયં તમારી બુદ્ધિમા ફૂટી નિકળશે ચાલો, મ્હને હવે તમારી પરીક્ષા લેવા દો ધારો કે તમે એક નદી તટે ઉભા છો

શિષ્ય--અહિ નદી ક્યા છે?

પ્રોફેસર--એ તો ધારવાનુ

શિષ્ય—ધાર્યું

પ્રોફેસર—ત્યારે આસપાસનુ વર્ણન કરો

શિષ્ય--કવિતામા?

પ્રોફેસર--હા

શિષ્ય—સાભળો ત્યારે—

એક ખુણામા પડ્યો ખાટલો
બીજે ખુણે ખુરશી નાખીજી
માકડ મેન્યો નિસરી નિસરી,
જાય જોશભેર ચાલીજી

પ્રોફેસર ! ખાટલો ને ખુરશી તો બધાએ જોયા હશે, પણ માકડ તો અમે જ જોઈ શક્યા !

પ્રોફેસર—એ કયાનુ વર્ણન કરો છો ?

શિષ્ય—આસપાસનુ તમારા રૂમનુ

પ્રોફેસર—કેટલી મૂર્ખતા ? નદીની આસપાસનું વર્ણન કરો

શિષ્ય—અહિ નદી છે કયા ! અને એની આસપાસ શુ હોય તે હુ કેમ જાણુ ?

પ્રોફેસર—મે ધારવાનુ કહ્યુ હતુ તે ભૂલી ગયા !

શિષ્ય—મ્હને કઇ પણ કળાતુ નથી

પ્રોફેસર—કલ્પના કરો, એને ખીલવો

શિષ્ય—એટલુ તો તમે જ કરોને મ્હને નવા માણસને શુ કરવા આટલુ કહવાનુ કહો છો ? ફીના પૈસા તો તમે લેવાના છો !

પ્રોફેસર—અમે તો ફકત ગાઇડ કરી શકીએ જુઓ ત્યારે મગજશકિત વધારવા દર શીયાળે બદામપાક પીસ્તાપાક બટાટા-પાક ઠોસાપાક વગેરે ખાતા રહેજો

શિષ્ય—જી હા એ હુ ઘણી ખુશીથી કરી શકીશ

પ્રોફેસર—જુઓ કલ્પના કેમ કરવી તે હુ તમને બતાવું છુ. ધારો કે સામેથી એક સ્ત્રી આવે છે, પ્રથમ તમારે એનો રગ

જેવો જાડાપણું પાતળાપણું મુખ પરના હાવભાવ વગેરે વગેરે બહુ જ બારીકાઇથી જોવા

શિષ્ય –ને તેમ કરતાં ગાલ પર તમાચો ખાવાનો વખત આવે તો?

પ્રોફેસર—બીજા લોકોને ખબર ન પડવી જોઇએ કે તમ્હે નિરીક્ષણ કરી રહ્યા છો એનું સૌન્દર્ય જોઇ યોગ્ય ઉપમા કલ્પી એનું વર્ણન કરવું

શિષ્ય—સમજ્યો જો એ જાડી ભરતને કાળી હોય .

પ્રોફેસર-- કાળી હોય તો શ્યામ કહેવી કાળી પણ ચાલે.

શિષ્ય--ત્યારે કહેવું કે —

કાળી કાળી લટક મટકે
બેસ નેરી મજૂરી
આવ ચાલી ખટખડ હમી
ગર્દભી શી મધુરી !

પ્રોફેસર--આહ્ ! કેટલી મૂર્ખતા ! જો એ સારા ઘરની સ્ત્રી હોય તો તમ્હારા ભોગજ સમજવા ! આવી કુત્સિત ઉપમા આપવાની કાવ્યનાટ્યમા મના છે

શિષ્ય--ત્યારે આપ એ વિષય પર કવિતા કેમ રચશો ?

પ્રોફેસર--સાભળો —

કાળી કાળી માઝમ રાતડી શી !
આવે લચકાતી લચકાતી
ગજગામિની શી !

શિષ્ય—વાહ ! પણ જો એ ગૌરી ને નાજુક હોય તો એમ ચાલે કે

> "ઉંટીઆના પગ સમી લાંબી રૂપાળી,
> ચાલી આવે કુદતી કુદતી દેડકા શી નમરાળી !

પ્રોફેસર—Hopeless ! Hopeless !

શિષ્ય—ત્યારે આપ કવિતા રચો

પ્રોફેસર—સાંભળો —

> અહ કેવી દીસે આ કમળ સરખી નાર રમણી !
> હસીને બોલીને મધુર લલના હાસ્ય કરતી !

શિષ્ય—ને એના મુખનું વર્ણન કેમ કરશો ?

પ્રોફેસર—સાંભળો —

> અહો નેત્રો એના હરણ સરખા નૃત્ય કરતા,
> ઉંઠોએ દીપી એ કમળ વદને પદ્મ સરખા !*

શિષ્ય—વાહજી વાહ !

પ્રોફેસર—જરા સભ્યતા ધારણ કરો

શિષ્ય—કરીશ સાહેબ, ચલાવો

પ્રોફેસર—કેમ, હવે કવિતા રચતા આવડશેને ?

શિષ્ય—આવડશે, પણ કલ્પના કરતા ન આવડે તો ?

પ્રોફેસર—આવડશે

શિષ્ય—ક્યારે ?

પ્રોફેસર—ધીમે ધીમે:—

---

* कमले कमलोत्पत्तिः श्रूयते न च दृश्यते । कालि

शनै पन्था शनै कन्था
शनै पर्वत मस्तकं।
शनैर्विद्या शनैर्वित्तं
पञ्चेतानि शनै शनै ॥

સમજ્યા ?

શિષ્ય—જી હા

પ્રોફેસર—જુઓ કુદરતના વર્ણન માટે ભૂગોળ વાંચી જજો ને સારા સારા સ્થળોનુ રસપૂર્વક વર્ણન સાંભળજો, ને જ્યારે જ્યારે કોઇ પણ જાતની અડચણ પડે ત્યારે કોઇ સારા કવિની કૃતિ તફડાવી એમાંથી જોઇતી સામગ્રી પ્રાપ્ત કરી લેજો સમજ્યા ?

શિષ્ય—સાહેબ ! એ તો ચોરી કહેવાય

પ્રોફેસર—ચટ ! સાહિત્યમા એ ચાલે Every thing is fair in literature & love ! ગભરાતા નહિ માત્ર શબ્દો ફેરવી નાખવા હવે કાવ્ય રચતા આવડશેને ?

શિષ્ય—લાગે છે ખરૂ

પ્રોફેસર—ઠીક સાહેબજી ફીના રૂપીઆ ?

શિષ્ય—લ્યો સાહેબ !

પ્રોફેસર—સાહેબજી ( જાય છે )



# તૃતીય પ્રવેશ

-==xx==-

સ્થળ — ઉપાશ્રય

(એક જુનો શિષ્ય પ્રવેશ કરી)



ફેસર સાહેબને હો નમસ્કાર!
નમસ્કાર તે પણ હો વારવાર!
પ્રોફેસર—આવો આવો મ્હારા જુના શિષ્ય.
સફળ કરી છે તમોએ તમ્હારી શીક્ષ!

શિષ્ય--જી હા

પ્રોફેસર--કહો તો સમાચાર શું લાવ્યા છો! શાને આવા બીકણ બીલાડી જેવા ગભરાયા છો?

શિષ્ય--સમાચાર કહું શું સાહેબ! વાત મ્હારી સુણો,
ઝટપટ નીચે ઉતરી તમ્હારા પગે પડો!

પ્રોફેસર--બોલો કેમ આવું? બુદ્ધિ ના મ્હારી ચાલે

શિષ્ય—(એ કદિ ચાલી હતી બઇ?) કરી છે મહા ક્રોધ આજ અહીં તો હુતાશે!

પ્રોફેસર—ક્યાં ને શાથી ઠીક સમજાવી કહોને!

એક શિષ્ય--અરે ચાલો ચાલો કવિરાજ! નીચે આગ લાગી છે

પ્રોફેસર--હે ! હે !

શિષ્ય--અરે કવિતાને શુ કુટી મરો છો? ( જાય છે )

પ્રોફેસર- ક્યા ! ક્યા ?

શિષ્ય--પ્રોફેસર! એ તો હુ એ બોલ્યો’તો, બોલ્યો’તો, કવિતામા બોલ્યો તો !

પ્રોફેસર—ઓહ્! ક્યા જવુ !

શિષ્ય--બોલો બોલો, કવિતામા બોલો

પ્રોફેસર—અત્યારે કવિતા કેમ સૂઝે છે !

શિષ્ય—કવિતામા બોલો

પ્રોફેસર—ને શુ શુ કરવુ !

શિષ્ય—બોલી બોલી બારીના બારણા ખોલો

પ્રોફેસર -ને પછી !

શિષ્ય—કવિતામા બોલો !

પ્રોફેસર—ને પછી?

શિષ્ય--બેઉ દાંડીઆ બહાર કાઢીને ઝટ પટ ભુસ્કો મારો !

પ્રોફેસર--ઓ તારો ! ઓ તારો બ બાવાળા તારો !

શિષ્ય--તારોને મ્હારો આવ્યો મરવાનો વારો !

પ્રોફેસર--ઓ તારો ! ચાલો દોડો

શિષ્ય--ધારો કે તો કવિતામા ધારો !

પ્રોફેસર--ઓ જય ! વિજયના બારણા ખોલો !

શિષ્ય—કવિતામા બોલો.

પ્રોફેસર—આ ઉઘડયા . ચાલો.

શિષ્ય—હવે તો તારો ને મારો આવ્યો દુ ખનો આરો !
કવિતામા બોલો ! કવિતામા બોલો !

( જાય છે. )




મુદ્રક —પ્રભાશંકર જયશંકર પાઠક
પુરંદરે પાઠક પ્રીંટીંગ પ્રેસ
૩ ઠાકોરદ્વાર રોડ મુંબઇ—૪
આવૃત્તિ ૧ લી ] સને ૧૯૨૫ [પ્રતિ ૫૦૦

# આ લેખકની અન્ય કૃતિઓ.

## કુસુમ કળીઓ.

ભાવવાહી કાવ્યોનો એક સુંદર સંગ્રહ

કીમત આના બે.

## બ્રહ્મચર્ય.

રાષ્ટ્રભાષા હીંદીમાં લખાએલો

એક સ્વતંત્ર નિબંધ

કીંમત આના બે

## પરોપકારાર્થે પ્રાણાર્પણ.

મહર્ષિ દધીચિના પવિત્ર જીવન પર

પ્રકાશ ફેંકતું એક સુંદર ચરિત્ર.

કીંમત આના બે.

ઉપરના સર્વ પુસ્તકો મળવાનું ઠેકાણું —

**મહાવીરપ્રસાદ શિ. દાધીચ.**

પ્રાઇવેટ રોડ સાંતાક્રુઝ

इतरकर्मफलानि यदृच्छया
विलिख तानि सहे चतुरानन
अरसिकेषु कवित्वनिवेदनं
शिरसि मा लिख मा लिख मा लिख